# ॥ महेश्वर स्तवन. ॥

( જેમાં શ્રી શંકર પરમાત્માની સ્તુતિ અને મહિમાનાં
કવન, ભસ્માસુર, અને સીમન્તીની આખ્યાન
સાથે મરડેશ્વર શ્રી મહાદેવ અને શ્રી લૂણેશ્વર મ-
હાદેવની સ્તુતિ અને ગરબાનો પણ સમા-
વેશ કરવામાં આવેલો છે )

આર્યા.

સ્તવન શ્રી શંકરનું, હસ્ત કમળમાં પ્રેમ થકી ધરજો;
ભાવે આશિષ અર્પું, શિવ મનોરથ સદા સફળ કરજો.


રચી પ્રસિદ્ધ કરનાર

લજ્જાશંકર વિષ્ણુરામ જાની.

લુણાવાડા નિવાસી.




॥ शिवस्य हृदयं विष्णुर्विष्णोश्चहृदयंशिवः ॥


આવૃતિ ૧ લી. પ્રત ૧૫૦૦.

સંવત ૧૯૭૮. સને ૧૯૨૨.

કિંમત રૂ. ૦-૪-૦.

# પ્રસ્તાવના.

આજકાલ સર્વત્ર પૂરજોશથી પ્રસરી રહેલી વિવિધ પ્રકારની નવા જમાનાની પ્રવૃતિને લીધે તથા શુષ્ક વેદાન્તના વધતા જતા પ્રચારને લીધે જ્યાં ત્યાં વિશ્વ નિયંતા પરમાત્માના અસ્તિત્વનો વાસ્તવિક રીતે મોટે ભાગે અનાદર થતો જોવામાં આવે છે. તેવા સમયમાં સૃષ્ટિની રચનાના અંગે એ પરમાત્મ સત્તાનાં અનાદિ કાળથી મનાતાં આવેલાં ब्रह्मा, વિષ્ણુ, અને महेश्वर નામક ત્રણ સ્વરૂપ પૈકી અંતીમ પરમાત્મ પરમ ત્યાગ મૂર્તિ યોગેશ્વર સ્વરૂપ महेश्वर એટલે શ્રી-शंकर ( शंः કલ્યાણ × कर=કરનાર ) પરમાત્માની વાસ્તવિક ઉપાસનાનો લય થાય એ સ્વભાવિક છે. જેઓ બ્રાહ્યાચારમાં શ્રી શંકરની ઉપાસનાને વળગી રહી મોટાં ત્રિપુંડ ખેંચવામાંજ માત્ર પોતાને કૃતકૃત્ય માને છે, તેઓમા ભક્તિના સર્વોત્તમ અને દૈવી ફળને પ્રગટાવનાર ઉચ્ચ ચારિત્ર્ય અને નીતિ રીતિનો મોટે ભાગે અભાવ હોવાથી તેવા મનુષ્યો પોતાના ઉપાસ્ય દેવના નામને હીણપ લગાડવા સાથે પોતાની અવનતિ વહોરી લે છે. આથી શ્રી શંકરની ઉપાસનાના પ્રાચીન મહિમાનો કંઇક તાજો ખ્યાલ પવિત્ર શ્રદ્ધા-

વાન ભક્તજનોના હૃદયમાં ઉત્પન્ન કરી તેમને ઉચ્ચતર માર્ગે વળવામાં કંઇક અંશે પણ ઉપયોગી થઈ પડે એવા હેતુથી આ નાનકડો ગ્રંથ રચાઇને જન સમાજ સમક્ષ રજુ કરતાં પરમ સંતોષ થાય છે. વાચકોને પોતાની ભૂલ જોઇ ચારિત્ર સુધારી શુદ્ધ ભક્તિભાવના પંથે ચઢવામાં આ પુસ્તક કોઇ પણ રીતે ઉપયોગી થઇ પડશે તો લેખક પોતાને તેટલે અંશે કૃતકૃત્ય માની પરમ આનંદ પામશે. આશા છે કે ભાવિક જનો તરફથી તેને યોગ્ય આશ્રય મળશે.

રા. રા. ભોગીલાલભાઇ નાનકેશ્વરે ઉપોદ્‌ઘાત લખવા માટે જે તસ્દી લઇ અમૂલ્ય વખતનો ભોગ આપ્યો છે તેના માટે તેમનો આભાર માનું છું.

॥ इति शिवम ॥

લુણાવાડા,
સંવત ૧૯૭૮ ના
મહા સુદી ૫.

લજ્જાશંકર વિષ્ણુરામ જાની;
લુણાવાડા.

# ઉપોદ્‍ઘાત.



રા. રા. શ્રીયુત્ જાની લજ્જાશંકર વિષ્ણુરામ પ્રણીત અને તેમનાવડે પ્રકાશમાન થએલું શંકરનું સ્તવન ગુજરાતી સાહિત્યની અંદર કંઇક જુદીજ પ્રતિભા પાડે છે. અન્ય નગ્ર નિવાસી મનુજ બંધુઓ માટે તે ઉપયોગી છે, એટલુજ નહિ પરંતુ આધુનિક ગુજરાતી સાહિત્યનું વાતાવરણ જોતાં તેના પ્રિય અને પિપાસુ માટે નવું દૃશ્ય જોવામાં આવતું હોય તેમ જણાશે.

લુણાવાડા ગામના લોકોને માટે તો તે અતિ આવશ્યકતાવાળું લેખાશે, અને તેથી કરી સર્વ તેની નકલ હસ્તગત કરશે, એવી મારી આંતરિક એષણા છે.

જાનીજીએ સ્તવન કાર્ય ઉત્તમ પ્રકારે સાધેલું છે. અને તેથી તેમની પ્રશંસા કર્યા વિના ચાલી શકે તેમ નથી. છંદ પણ રસિક, સુમધુર, આકર્ષક, ગેયનાપૂર્ણ અને બાધાકારક ન નીવડે તેટલા માટે “ વસંત તિલકા ” યોજ્યો છે. કાવ્યના શબ્દો, અલંકાર, અને રસની ગુંથણી એવા વિશિષ્ટ પ્રકારે થએલી છે કે કોને વધારે માન આપવું તે અકથ છે. દરેક પ્રતિ

દૃષ્ટિ ફેંકતાં તેમનું ગુજરાતી ભાષાનું સારૂં ખેડાણ થએલું પ્રકાશિત થાશ છે.

પ્રથમ પંચદેવનું નાન્દિ કર્યાથી સર્વ દેવ પ્રતિ તેમનું વલણ જાહેર થાય છે. શિવ પંચાયતનમાં જેવી રીતે શિવને મધ્યસ્થ રાખવામાં આવે છે, તેવી રીતે સર્વની સ્તુતિ કરી; પરંતુ મધ્યસ્થ શિવની સ્તુતિ સાદરમાન કરેલી છે, તેથી સ્તવનને પણ શિવ પંચાયતન કહીશું તો તે અસ્થાને લેખાશે નહિ.

ગ્રંથ સમર્પણ શિવના પાદારવિંદમાં કરેલું હોવાથી તેમની મૃડાધિપતિ પ્રત્યેની અકથ ભાવભક્તિ જણાઇ આવે છે. સમર્પણ વિધિના છંદ જે શાર્દૂલ વિક્રીડિતમાં લખાએલા છે તેમાં કલ્પના ઉચ્ચતમ ભાવે સ્ફૂરે છે. આવી કલ્પના ગુજરાતી સાહિત્યમાં કવચિત્જ મળી આવે છે. પોતાને અલ્પજ્ઞ ગણી તૃણાત્મ લેખે છે તે તેમની હૃદયાન્તગતિ શુદ્ધ ભક્તિના પ્રાદૂર્ભાવનેજ આભારી છે.

મહેશ્વર સ્તવનના પ્રથમ છંદમાં દર્શાવાયલી નીચેની પંક્તિઓમાં શંકા ઉદ્ભવને સ્થાન મળે છે.

" આ વિશ્વની સકલ જે રચના રચી છે,
લીલા અપાર જગમાં પ્રસરી રહી છે;
તેતો તમામ કરતા હરતા સ્વયંભૂ,
કલ્યાણ કારી જગના જગનથ શંભૂ. "

કારણ કે સમસ્ત સૃષ્ટિ બ્રહ્માજી ઉત્પન્ન કરે છે, વિષ્ણુ પાલન કરે છે, અને રૂદ્ર ( શિવ ) સંહાર કરે છે. તો સ્વયંભૂ કહેતાં શિવનેજ સર્વ કાર્ય કરતા જણાવ્યા તે શંકાનો આશય ટાળવા માટે નીચેનું વિવરણ નિવારણ કર્તા થઇ પડશે.

અખિલ વિશ્વ ત્રિગુણાત્મક સ્વરૂપથી વેષ્ટિત છે. ત્રણે સ્વરૂપોનું શુદ્ધાદ્વૈત સ્વરૂપ "ૐ" શબ્દથી દશ્યમાન થાય છે. સત્વ, રજ , તમસ્ ત્રણે ગુણ ઉપર્યુક્ત શબ્દની અંદર સમાએલા છે. જ્યારે સત્વ ગુણ પ્રાધાન્ય હોય છે, ત્યારે રજસ્, તમસ્ ગૌણ થઇ જાય છે. અને તેમાં ભળી જાય છે. રજસ્ પ્રાધાન્ય હોય છે, ત્યારે સત્વ, અને તમસ્ ગૌણ થાય છે. અને તમસ્ ગુણ પ્રાધાન્યપણું ભોગવે છે, ત્યારે સત્વ અને રજસ્ ગૌણ થઇ તમસ્માં વિલિન થાય છે. આવી રીતે ત્રણે સ્વરૂપ અન્યોન્યમાં ઓતપ્રોત થએલાં છે. રજસ્ ગુણ ધારક બ્રહ્માજી જ્યારે સૃષ્ટિ ઉત્પન્ન કરવાના કાર્યમાં નિમગ્ન થાય છે, અને તે ગુણ પ્રાધાન્ય હોય છે, ત્યારે સત્વ ગુણ ધારક વિષ્ણુ અને તમસ્ ગુણ ધારક રૂદ્ર ( શિવ ) બ્રહ્માજી સાથે તે કાર્યમાં ગુંથાઇ જાય છે, તેથી સર્વ એક સ્વરૂપે ભાસે છે. વિષ્ણુ જ્યારે પાલન કાર્યમાં નિયજ્જન હોય છે, ત્યારે રજસ્ ગુણ ધારક બ્રહ્માજી અને તમોગુણ ધારક શિવજી

તેની સાથે ભળી જાય છે. અને વિષ્ણુ રૂપે ભાસે છે. હવે તમસ્ ગુણ ધારક રૂદ્ર સંહાર કાર્યમાં લીન થાય છે, ત્યારે સત્વ, રજસ ગુણ ધારક વિષ્ણુ અને અને વિરંચી તે સ્વરૂપે ભળી જઈ મૃડરૂપે ભાસે છે. આવી રીતે ત્રણે સ્વરૂપો ભિન્ન છતાં એક એકના કાર્યની ગુંથણીને લીધે એક જ સ્વરૂપે ભાસ્યમાન થાય છે.

તો બ્રહ્મા, લક્ષ્મીપતિ, અને ત્રિપુરારિ ત્રણે સ્વરૂપોનું ભિન્નત્વ હોતાં તેઓ દરેક સૃષ્ટિના ઉત્પત્તિ, અસ્તિત્વ, અને લય ત્રણે કાર્યોમાં સાથે રહી કાર્ય ઉકેલે છે, તેથી આ સ્થાને છંદની પંક્તિઓમાંજણાવેલા શબ્દો " તે તો તમામ કરતા હરતા સ્વયંભૂ " કથેલા છે તે લેશ માત્ર અસ્થાને લેખાશે નહિ.
આગળ ચાલતાં નીચે પ્રમાણે શિવ સ્વરૂપનું વર્ણન કરેલું છે તે પણ હુબહૂ ખરું થાતું જણાય છે. શિવની શિર્ષ જટાની અંદર મંદાકિની ( ગંગા ) વિરાજે છે. વામ ભાગમાં શૈલજા ઓપે છે. ભાલમાં ઔષધિ પતિ (ચંદ્ર) આભા પાડે છે. હસ્તમાં ત્રિશૂળ, અને પિનાક શોભે છે. ત્રિનેત્ર અને પંચ વકત્ર ધારક છે. ક્રિડાનું સ્થાન સ્મશાન છે. આરૂઢ સ્થાન વૃષભ છે. ત્રિપુંડ લેપન ચિતા ભસ્મનું કરેલું છે. કંઠમાં ભુજંગ, અને રૂંઢમાળ પ્રતિભા પાડે છે. કટિમાં

વ્યાઘ્રચર્મ શોભામાં આર વધારો કરે છે. આવું અનુલક્ષણા અપ્રમેય સ્વરૂપ જગ કલ્યાણનું સ્થાન છે.

તત્ પ્રશ્ચાત્ સમુદ્ર જામાતૃ, અજ, વિદ્યાધરો, ગાંધર્વો, કિન્નરો, નારદજી, ભૂધરશેષ, અને સર્વ યક્ષ, સત્ય લોક શિવનો ભક્તિ પૂર્ણ ભાવ ધરી ધ્યાન ધરે છે; તેનો ઉલ્લેખ કરેલો છે, તે પણ અબાધિત અને વિહિત છે.

તદુપરાંત કેટલીક પુરાણ પ્રાસદ્ધ આખ્યાયિકાનો સ્તવનમાં સમાવેશ કરવામાં આવેલો છે.

૧ બાણાસુર અસુર જે બળી રાજાનો પૌત્ર થતો હતો; તેણે તપશ્ચર્યા આદરી શિવને સાધ્યા હતા, અને તેમને સંતુષ્ટ કરી પોતે એક હજાર હસ્ત પ્રાપ્ત કર્યા હતા.

૨ લંકાપતિ દશાસ્થ (રાવણ) પણ સર્વ દેવની નિંદા કરી આત્મશ્લાધા કરતો હતો પરંતુ તેમ છતાં તે ભક્તિ તો શંકરનીજ કરતો હતો, અને રાવણે શંકરને મળવા માટે તપ આદર્યું હતું તેવું બીજી કોઇ પણ વ્યક્તિ સાધી શકી નથી તે સુ વિદિત છે.

૩ ભસ્માસુરના આખ્યાનથી સર્વ વિદિત હોવાથી તેના માટે વિવેચન કરવું અયુક્ત છે.

૪ સીમન્તીનીનું આખ્યાન આલેખાયલું છે.

તે સૌભાગ્યદાયી હોવાથી અને સોમ પ્રદોષમાં તેનું નિરૂપણ હોવાને લીધે કેટલીક ભગિનીઓને તેનું સ્મરણ હશે. અને કદાચ વિસ્મરણ થયું હશે તો છંદો વાંચતાંજ અર્થ સહેલાઇથી સમજી શકાય તેમ છે. સર્વ આખ્યાનો સુવિદિત છે. પરંતુ આ સ્થાને તે ટુંકમાં અને રસની ઝલકને લીધે દેદિપ્યમાન થયાં છે. અર્થ, ગૌરવ સચવાયું છે. પદ લાલિત્ય પણ સુમધુર છે. અને ઉપમામાં પણ કંઈ ઉણપ નથી.

છંદ સત્તાવીશમા તથા ચોત્રીશથી સાડત્રીશ સુધીમાં યોગ્ય શબ્દના અભાવને લીધે અને રસ પૂર્ણ જમાવવાની ખાતર કેટલાક સાંપ્રત સમયના કવિઓની માફક શિખરિણી છંદ, તથા સવૈયા એકત્રીશા અનુક્રમે ગુંથ્યા છે; તે પણ કંઇક વધારે ભાવની પ્રતિભા પાડે છે. અને પિંગળનો આશ્રય સારો સારો ઠેરવેલો છે એમ માલમ પડે છે.

મરડેશ્વર મહાદેવનું સ્તવન મનન કરવા યોગ્ય છે.

ત્યારબાદ લવણપુર નગ્રનું શિવના આદેશથી સ્થપાવું, શિવલિંગનું પ્રગટ થવું, દેવાલયનું વર્ણન, અને તેમનું સ્થાન આ સર્વનું યુક્ત રીતે વિવેચન કરાએલું છે. શિવને સર્વ સુખદાયી ગણી શુભાશિર્વાદ પ્રજાજનપ્રતિ અર્પવા યાચના કરેલી જણાય છે.

જેઠ સુદિ ૧૦ ના રોજ લુણેશ્વર મહાદેવનો ગંગાદશમીનો વરઘોડો ચઢે છે, તેનું પણ સાથે વર્ણન છે. રાજાઓ આશાપૂર્ણ થઇ પવિત્ર આસ્થાથી ઉત્તમ દાન કરે છે તે સંબંધ પણ યોજાયો છે.

અવસાનમાં લઘુ સ્તવનની યાદગીરી આપી પ્રયોજક વિરમે છે. સ્તવનની માથે સ્ત્રી મંડળથી ગવાઇ શકે તેવા શિષ્ટ રાહના ગરબાની યોજના કરેલી છે. તેની પંક્તિઓ ધ્યાનમાં લેતાં તેનું આલેખન પણ આધુનિક સાહિત્યની કળા અને રસ પૂર્તિમાં વધારો કરે છે. કંઠસ્થ કરવા માટે તે વિહિત છે.

આવી રીતનું સ્તવન જેની અંદર સુંદર કવનો, આખ્યાયિકાઓ, અને ગરબા, વગેરેનું સંમિશ્રણ કરેલું છે. તે કંઇ જુદોજ પ્રકાશ પાડે છે. અને માતૃભાષાની પુરવણીમાં અગત્યનો ભાગ ભજવે છે. તે માનવ સમાજ તરફથી અતીવ આદરને પાત્ર થશે; એવી મારી અભિલાષા છે.

સર્વ જન સમુદાયના કલ્યાણ કેન્દ્ર શ્રી શંકરની ભક્તિમાં સમગ્ર જીવાત્માઓ આરૂઢ થાય અને જીવ શિવ થાય એવી મારી શુભાશિષ છે.

इत्यलम् ।

शिवो वः शिवाय भवतु ॥

આ સ્થાને મારી માનસિક સૃષ્ટિજન્ય કલ્પના શક્તિથી આલેખાયલું નમનાત્મક, આશીર્વાદાત્મક, તેમજ વસ્તુ નિર્દેશાત્મક, લઘુ કવન સપ્રણય જાહેરમાં મૂકીશ; તો તે અયોગ્ય લેખાશે નહિ.

---

## શંકર કવન.

---

રાગ કલ્યાણ.

જય જય શિવની સલુણી સમાધિ
તેમાં જીવની રઢ દઢ સાધ....જય જય. ૧

તાંડવ નૃત્યે મન મગન થાએ,
ભવાટવીનાં કલ્યપ જાએ;
પણ પ્રકોપે પુણ્ય હરાયે,
નષ્ટ ન કદી થાએ વ્યાધિ. જય જય—૨

મૃડાધિપતિનું ધ્યાન ધરતાં,
ચિંતન સુમને તેનું કારતાં;
જન્મ મરણનાં સંકટ ટળતાં,
પ્રગટે શુભદાયી બુદ્ધિ. જય જય–૩

હિમગિરિ શિખરે આલય જેનું,
શૈલ સુતા જે દયિતા એનું;
સંયોગ જન્ય અમીપાન કરૂં હું,
ત્યાગી નશ્વર ઉપાધિ. જય જય–૪

રક્ષો તે દેવ સર્વ સમષ્ટિ,
વર્ષાવી કૃપાની વૃષ્ટિ;
મનુજ પામી અતીવ તુષ્ટિ,
ઉદ્ધારે આ ભરત ભૂમિ. જય જય–૫

ભોગી તાદૃશી વિનતિ યાચે,
નાના પ્રકારે વિનવિને રાચે;
લાલનમાં નહિ પ્રત્યૂહ નાચે,
આશિષ દોતે વિતનુહારિ. જય જય–૬

લી. હું છું આપનો ચરણ રજ સાહિત્ય પ્રિય
ભોગીન્દ્ર. ના. ભટ્ટ.

ॐ

# પ્રારંભ. પ્રાર્થના.

દોહરો.

શ્રી ગુરૂ ગણપતિ વિઘ્નહર, સરસ્વતી જગદીશ;
ઉમાપતિ તરણિતણા, ચરણે મૂકું શિષ.

॥ शार्दूल विक्रिडीत ॥

कंठे यस्य विराजते हि गरलं शिर्षे च मंदाकिनी।
वामांगे गिरिजाननं कटि तटे शार्दूल चर्मंबिरम ॥
माया यस्य रूणद्धि विश्वमखिलं तस्मै नमः शंभवे।
जंबु वज्जल बिंदु वज्जल जवज्जं बालवज्जालवत् ॥

જેના કંઠમાં જાંબુના જેવું હળાહળ વિષ છે. અને માથે ગંગા છે. ડાબા અંગમાં પાર્વતી છે. અને સેવાળ જેવી જેની કેડ વાઘના ચામડાથી વીટલી છે. જેની માયા વિશ્વમાં છવાઇ છે એવા શંભુને હું બે હાથ વડે નમસ્કાર કરૂં છું.

महेश्वरे वा जगतामधीश्वरे ।
जनार्दने वा जगदन्तरात्मने ॥
तयोर्न भेदः प्रतिभाति मे सदा ।
तथापि भक्तिस्तरूणेन्दु शेखरे ॥

જગતના અધિશ્વર મહાદેવ અને જગતના અંતરાત્મન જનાર્દન એ બે વચ્ચે મને કંઇ ભેદ જણાતો નથી છતાં પણ મારી ભક્તિ તરૂણેન્દુ શેખર એવા શિવમાં છે.

# ગ્રંથ સમર્પણ.

તમો ગુણ ધારક, સૃષ્ટિ મારક, સંસૃતિ તારક, અનિષ્ટ હારક,અસુર ડારક, કલ્યાણ કારક, પ્રત્યૂહવારક શુદ્ધિ કારક, શૈલની કબરી સ:રક. એવા મહાશંભુ મહેશ્વરના પાદાંબુજમાં આ લઘુ કવન પૂર્ણ સ્તવન સપ્રેમ અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

## સાર્દૂલ વિક્રિડિત છંદ.

જાણે છે શિવ તત્વ કોઇ વિરલા યોગેન્દ્ર યોગે કરી,
જ્ઞાતા છે પરબ્રહ્મ સૌ ગહન ને શંભૂ મતિના હરિ;
જેની શક્તિ તણા પ્રભાવ બળથી બ્રહ્માડ વ્યાપી રહ્યું,
એવા શ્રી ગુરૂદેવના હર વિભુ આરાધું અલ્પજ્ઞ હું. ૧
આપો ઇષ્ટ મને મતિ બિમળતો સેવા ન ભૂલું કદા,
સેવાનું ફળ અર્પી સેવક પરે સંતુષ્ટ થાઓ સદા;
અરપુંછું અલ્પજ્ઞ અલ્પ સ્તુતિઆ શંભુ તણા ચર્ણમાં,
વ્યાપો જે સચરાચરે જગપતિ રાખો સદા શર્ણમાં ૨

લિ૦ શિવનો કૃપા પાત્ર દાસાનુદાસ લજ્જા-શંકર વિષ્ણુરામ જાની.

ॐ

# મહેશ્વર સ્તવન.

---

વસંતતિલકા છંદ.

આ વિશ્વની સકલ જે રચના રચી છે,
લીલા અપાર જગમાં પ્રસરી રહી છે;
તે તો તમામ કરતા હરતા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧

જ્યોતિ પ્રદાયક[૧] શશાંક વસે લલાટે,
જેના વડે વરસતી અમી વિશ્વ માટે;
ત્રિશૂળ હસ્ત ધરતાજ મહા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨

ભાગીરથી નિત વસે શિરની જટામાં,
વામાંગમાં ગિરિસુતા શિવની ઘટામાં;
ગૌરીતણા[૨] સુભગ વલ્લભ છે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩

---

૧ ચંદ્ર. ૨ સારા ભાગ્યવાળા.

ત્રિનેત્ર છે વદન પંચ[3] પિનાક ધારી,
કંઠે [4]અહિ સહિત છે રૂંઢમાળ પ્યારી;
દીસેજ દિવ્ય [5]વૃષભારૂઢ છે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪

ચિતાની ભસ્મ ધરતા શિવ ભસ્મ ધારી,
ક્રીડા શ્મશાન તણી વિવિધતો પ્રસારી;
તે નૃત્ય તાંડવ કરે રિઝથી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૫

છે કંઠનીલ વિષપાન કર્યું મહેશે,
[6]શાર્દૂલ ચર્મ કટિએ ધરીયું ભૂતેશે;
શોભે જટા શિરપરે સગુણી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૬

લક્ષ્મીપતિ સ્મરણતો શિવનુંય કર્ત્તા,
જો [7]પદ્મયોનિ હૃદયે શિવ ધ્યાન કર્ત્તા;
દેવાધિદેવ સહુ ચિંતવતા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૭

---

૩ પિનાક નામનું શસ્ત્ર. ૪ સર્પ. ૫ પોઠીઆ ઉપર બેઠેલા. ૬ વાઘ. ૭ બ્રહ્મા.

વિદ્યાધરાદિ સમૂહો શિવને ભજે છે,
વીણા વગાડી સ્તુતિ નારદજી કરે છે;
વાદ્યોવડે કિનર સૌ રિઝવે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૮

સૌ સત્યલોક હર ધ્યાન હૃદે ધરે છે,
ગાંધર્વ તો મધુર ગાયનથી સ્તવે છે;
સૌ યક્ષ લોક જપતા ઊરથી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૯

જે શેષ દિવ્ય બળથી સઉ ધર્ણિ ધર્ત્તા,
પાતાળમાં અખિલ પાલન તેજ કર્તા;
સેવે [1]ક્ષિતિધર ચિતે ધરીને સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૦

પ્રૌઢો પ્રભાવ સુત અંજનીનો ગણાયો,
જેતો સહાય રઘુના ચરણે ચહાયો;
તે તો બળીષ્ઠ સમરેજ સદા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૧

---

૧ શેષનાગ.

બાણાસુરે તપ કરી [2]ત્રિપુરારિ સાધ્યા,
શિવે સ્વીકારી તપ હસ્ત સહસ્ર આપ્યા;
ભક્તિ પ્રભાવ નિજઃસિદ્ધ કર્યો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૨

ગૌરી કને હર ગયા વરદાન આપ્યું,
બાળાઇને બલપણે સૂત શિષ કાપ્યું;
શ્રી ગૌરીએ વચનજ્ઞાત કર્યું સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૩

અર્પેલ કાલ પળવા ગજ શિર આપ્યું;
સૌ દેવમાં પ્રથમ પૂજન તેનું સ્થાપ્યું;
કીર્તિ પ્રસારી [3]ગણનાયકની સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૪

લંકાપતિ પરમ શ્રેષ્ઠ પ્રતાપી રાજા,
જેણે પ્રસરી જગમાં દશ દિશ માઝા;
તેવો [4]રઘુવરઅરિ સ્મરતો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૫

---

૨ શંકર. ૩ ગણપતિ. ૪ રાવણ.

લંકા જવા રઘુવરે શિવલિંગ સ્થાપ્યું,
જુઓ સમુદ્ર તરવા જળ માપ માપ્યું;
તેમાં સુકામ મહદે ચઢીઆ સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૬

ભસ્માસુરે શિવ પ્રસાદજ પામવાને,
આરંભિયું તપ મહાવર યાચવાને;
ભોળા તપેજ પરિતુષ્ઠ થયા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૭

ત્રિલોચને પ્રસન્નતા ઉરથી બતાવી,
દાતા [1]શશિધર કહે વરલેય માગી;
સંતુષ્ઠ છું તપવડેજ કથે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૮

સ્વર્ગે વસન્ત સહુ દેવથકી વરીષ્ઠ,
અર્પો પ્રભાવ બળતો અદકું ગરીષ્ઠ;
હું દેવ માનવથકી ન મરૂં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૧૯

---

૧ ચંદ્રમા ધારણ કરનાર (મહાદેવજી).

જેના શિરે ક્વચિત્ આ મમ હસ્ત જાય,
તેવોજ તે તુરત તો બળી ભસ્મ થાય;
આપ્યુંજ ભસ્મકર કંકણ ત્યાં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૦

શંભુ અને [1]અમરને અસુરે સતાવ્યા,
મોહિની રૂપ ધરી હાથ શિરે મૂકાવ્યા;
કૃષ્ણે કર્યું સફળ કાર્ય રીઝયા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૧

રશ્મિ થયાં [3]અનલનાં બળીને વિરામ્યો,
શંભૂ સતાવા ફળ એજ અનિષ્ઠ પામ્યો;
કોપિત દુષ્કરમથી કરીઆ સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૨

આ ભારતી મહિં હતો નૃપ ચિત્રવર્મા,
રાજા વસે નગરી તે રચી વિશ્વકર્મા;
દે દાન તે ગરીબને ચહતો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૩

---

૧ દેવ. ૨ કિરણ. ૩ અગ્નિ.

[1]"સીમન્તીની' પુનિત છે નૃપની કુમારી,
દેવાંગના સ્વરૂપમાં સહુ જાય હારી;
તે તો પ્રદોષ કરીને પૂજતી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૪

પુત્રી તણા જનમ લેખ નૃપે લખાવ્યા,
જ્યોતિષીએ સરવ સ્પસ્ટ ગ્રહો જણાવ્યા;
વૈધવ્ય ચૌદ વરસે હરસે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૫

નિસ્તેજ આ કથન [2]શલ્યથકી થયા છે,
મંત્રી ઘટીત નૃપને શીખ દે રહ્યા છે;
ભાવિ હશે પ્રબળ તેજ કરે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૬

---

શિખરિણી છંદ.

વિનોદી વિદ્યાનો પરમ સગુણી પૌત્ર નળનો,
સીમન્તીની સાથે લગન કરી ચંદ્રાંગદ વર્યો;

---

૧ ચિત્રવર્માની પુત્રી. ૨. બાણ.

સ્વયંભૂને સૌ ઉભય જનતો ઉત્સવ ભર્યાં,
પિતા માતા તેનાં ઉર ઉલટથી આશિષ વધાં. ૨૭

---

વસંતતિલકા છંદ.

ચંદ્રાંગદ શ્વસુર પક્ષ મહીં રહ્યો છે.
ભૂપાળ રૈયત જને ચિત્તમાં ચહ્યો છે;
સ્વર્ગીય સુખ મળીઆં રમરતાં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૮

ક્રીડા કરે [1]તટિનીમાં નવ નાવ ભાગ્યું,
કુમારતા સરી ગયો સઉ સાથ ત્યાગ્યું;
તે ત્યાંજતો કુંવર ના ભૂલતો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૨૯

ત્યાં વારિમાં ફરતી [2]તક્ષકની કુમારી,
આવી સુતા જનકની સમીપે વિચારી;
લાવી કુમાર તનયા યજતો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૦

---

૧ નદી. ૨ નાગ.

નાગેન્દ્ર તક્ષક વદે સત ધીર ધારી,
શા કારણે સરી ગયા તમ ભ્રાત વારિ;
બોલો કથા સરવ કેમ ભજો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૧

નાગેન્દ્રને [૧]જનક દેશ સગાં જણાવ્યાં,
વિસ્તારથી શ્વસુર પક્ષ સુખો ગણાવ્યાં;
છે શિવ સેવન સુખો અરપે સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૨

સ્વામિ ગણી કુંવરના શિવ પૂર્ણ દૈવી,
તે તો બહુ ખુશી થયો ગણી શ્રેષ્ઠ શૈવી;
આપ્યાં સુખો સરસ ઈષ્ટ ગણી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૩



સવૈયા એકત્રીશા.

તક્ષક નાગે સુખો અરપ્યાં, વિધવિધનાં પોતાને ઘેર,
વિનવીયો તક્ષકને કુંવરે, નમ્રપણાથી રૂડી પેર;

૧ પિતા.

સગાં સહોદર મારાં સર્વે, હશે વિલપતાં વારંવાર,
સતી સાધવી મારી સ્રીને, અરે! દુઃખનો તો નહિપાર.૩૪

ત્રણ વર્ષ દૈવી સુખ પામ્યો, હવે રજા આપો જો આપ,
ભાવે ભેટું સગાં સર્વને, અન્ય તણો થાએ મેળાપ;
ઉમળકાની ઉર્મીથી ત્યાં, તક્ષક વદીઆ શુભ વચંન,
ભલે પધારો શૈવી શાણા, મારૂં તો માને નહિં મંન.૩૫

હિરા માણેક રત્ન તણી ત્યાં, કુંવરને બક્ષિસ કરી,
અમૂલ્ય વસ્ત્રો અશ્વો સાથે, અર્પી ભેટો સ્નેહ ભરી;
અનુચરોને દાસ દાસીઓ, આજ્ઞાકારી જે સારાં,
નાગેન્દ્રે આપ્યાં તે ભાવે, ગાડાં સાજ તણાં ન્યારાં;૩૬

મે'માન તણું તો માન વધાર્યું, ભારે ભપકાની સાથે,
નાગે ત્યાંતો શિવભક્તને; ફૂલહાર ઘાલ્યા હાથે;
ઉમંગથીઆશિષઅર્પીને, [1]અભિષ્ઠતોયાંવરઆપ્યો,
સાજ અને વાજીં ત્રા સાથે, શ્વસુર ગૃહે રસ્તો કાપ્યો.૩૭

---

૧ ઇચ્છિત.

વસંત તિલકા છંદ.

સીમન્તીની પતિ તણા સુખથી વિમુખ,
સૌભાગ્ય નષ્ટ થઇને પડીયું જ દુઃખ;
શ્રદ્ધા ધરી વિનયથી ભજતી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૮

છે દેવતો પરમ ભક્તતણી સહાય;
વારે ચઢયા શિવ અહીં સતીની બહાંએ;
આવી મળ્યા પતિ તહિં સ્વવતાં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૩૯

વૈધવ્ય નષ્ટ કરીને સદ્ભાગ્ય આપ્યું,
સીમન્તીની સુખી કરી દુર્ભાગ્ય કાપ્યું;
શ્રદ્ધા સતીની ફળીભૂત કરી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૦

ભક્તિવડે દૂર ખસે સઉ આધિ વ્યાધિ;
સ્તુતિ કરી હર જપો મટશે ઉપાધિ;
દાતા અનુપ સુખનાજ સદા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૧

સુભક્ત છે પરમ ભક્તિ તણા ઉપાસી,
તે તો કદાપિ પૂજતાં નહિ જાય ત્રાસી;
આપે અભિષ્ઠ વર ભક્તિથકી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૨

જાણે વિભુ તન અને મન કરી ચોરી,
જે હસ્ત છે સકલ જીવ તણીજ દોરી;
જ્ઞાતા સદા સરવ સૃષ્ટિતણા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૩

ભોળો તું ભક્ત જનને રિધસિધ આપે,
સ્વામિ તું શ્રેષ્ઠ જગનો જન કષ્ટ કાપે;
આપ્યા ઘણાજ વરતો તપથી સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૪

દુઃખી જનો સરવનાં સઉ દુઃખ કાપ્યાં,
ને નિર્ધની મનુષ્યને ધન ધાન્ય આપ્યાં;
સેવા થકી પરમ તુષ્ટ થયા સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૫

દાતા નથી શિત સમા હરકોઇ દેવ,
ભક્તિવડે ફળ મળેજ અવશ્યમેવ;

ઇચ્છા પૂરેજ મન વાંછિત તો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૬

છે શંભૂનાં પુનિત શ્રેષ્ઠ સહસ્ર નામો,
પાઠે કરો ઉર થકી દુઃખથી વિરામો;
આપેજ મોક્ષ સહુને રટવાં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૭

ગિરિ સમસ્ત તણું કાજળ જો કરાવે,
સિંધુતણા પરમ પાત્ર મહિં ભરાવે;
ગુણો તમામ તરૂની કલમે લખાએ,
તોએ ગુણો શિવતણા ગણી ના શકાએ. ૪૮

[1]સુગ્રહુ સ્તુતિ કરૂ મહેશ નમાવી શીશ,
[2]આબાલવૃદ્ધિ જનના જરૂણાળુ ઇશ;
પ્રેમે કરી પ્રભુ સહાય કરો સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૪૯

છે સ્તોત્ર આ સરળ ઇષ્ટ ગુણો રસેલું,
ભાવે કથે મનવડે મહિમા ભરેલું;

૧. ઉત્તમ. ૨. સર્વ.

પામે સદા શિવ પદે પઠતાં સ્વયંભૂ,
કલ્યાણકારી જગના જગનાથ શંભૂ. ૫૦

લીલા સગુણ ગણતાં નહિ પાર પામું,
સ્તુતિ કરી વિનય યુક્ત થઇ વિરામું;
યાજ્ઞિકની અટકને ઉપમન્યું ગોત્ર,
વિષ્ણું સુતે રચીયું છે નીલકંઠ સ્તોત્ર. ૫૧



## શહેરા (શિવપુર) ગ્રામ્યદેવ શ્રીમરડેશ્વર મહાદેવનું
## સ્તવન.

સૌંદર્ય છે પરમ પંચમહાલ ભૂમિ,
શે'રા નજીક વનની બહુ ઝાડી ભૂમિ;
જે મધ્યમાં હર વસે ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૧

મૂર્તિ શી ભવ્ય હરની ચિતમાં ચહું છું,
તેવીજતો નથી કંઈ ચરણે નમું છું;
તે છે અલૌકિક વિભુ ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૨

નિરખ્યો મહાન મહિમા શુભ શ્રેયકારી,
પેખી પ્રતેક યુગની જળધારિ ન્યારી;
આરાધના કરૂં પ્રભુ ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૩

એકાંતમાં દૂર વસે બીલી આસપાસે,
શૈવી જનો સરવતો ઉરમાં ઉલાસે;
સાષ્ટાંગથી નમી જપે ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૪

ગંગા વસે મૃડ શિરેજ સદાય ભાળો,
જાત્રા કરી શિવતણી નજરે નિહાળો;
દુઃખો તમામ દળતા ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૫

જન્માષ્ટમી ઉપર ભવ્ય ભરાય મેળો,
થાયે તહાં નૂતન તો અદ્ભૂત ખેલો;
ભાવે ભજે મનુષ્ય તો ઉચ્ચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૬

જાત્રાળુઓ બહુજ દર્શન અર્થ આવે,
જેનો મહર્ષિ ઉરથી જશ ગાય ભાવે;

ભક્તો પરે પ્રસન છે ઉચ મૂર્તિવાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી દયાળા. ૭

શ્રીગોડ બ્રાહ્મણ વસે શિવપુર સ્થાન,
તે શિવ ભક્ત ખટ શાસ્ત્ર તણા સુજાણ;
છે ધર્મનિષ્ટ સહુ વૈશ ભજે દયાળા,
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૮

શે'રા વસી સ્તવન આ શિવનું રચ્યું છે,
તેતો વસંતતિલકા પદથી સ્તવ્યું છે;
જેમાં વસેજ મૃડતો ઉચ મૂર્તિવાળા;
તે પૂજ્યપાદ મરડેશ્વરજી કૃપાળા. ૯

---

## શ્રી લુણાવાડા (લવણ પતન) ના આદ્ય ગ્રામદેવ શ્રી લુણેશ્વર મહાદેવનું.

## સ્તવન.

પ્રાસાદી ઇષ્ટ હરની પુરને વસાવ્યું,
જેના પ્રભાવ બળથી શુભ નામ પામ્યું;
આરાધ્યુ ઇષ્ટ હર જેહ મહા સ્વયંભૂ,
શ્રી લૂણાનાથ વરદાયક વિશ્વશંભૂ. ૧

શી દિવ્ય છે[1] લવણપુર પવિત્ર ભૂમિ,
જ્યાં ઇષ્ટનું સ્મરણ પૂજન થાય ધૂમિ;
જેમાં વસે પરમ પૂજ્ય મહા સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૨

મૂર્તિ શી દિવ્ય હરની ચિત્તમાં ચહે છે,
સાષ્ટાંગતો લળીલળી ચરણે કરે છે;
[2]ગૌની ખરી ધૃત મનોહર છે સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ, ૩

દેવાલયે અતીવ મોહક દિવ્ય શોભા,
શી બાંધણી સુરૂપ ઉત્તમ છે રૂડી આ;
કૈલાસ તુલ્ય રચના સજી છે સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૪

છે વિશ્વનાથ રણછોડજી [3]તદ્દસકાશે,
તે દિવ્ય દેવ વચમાં શિવજી પ્રકાશે;

૧. લુણાવાડા. ૨. ગાયની ખરીને ધારણ કરનાર (શિવ). ૩. પાસે.

ગૌરીપતિ સ્વગ્રહોને ચહીને સ્વયંભૂ;
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૫

છો ઇષ્ટ દેવ શુભ પુરપતિ પ્રજાના,
દૃષ્ટિ અમીની કરજો ગુણીછો સદાના;
દો અષ્ટ સિદ્ધ નવ નિધ મહા સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૬

[1]ભાગીરથી દશથ પાવન તિથિ સારી.
જો જો અલૌકિક ચઢે શિવની સવારી;
શોભા શી નૌતમ સજે અતિશે સ્તયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૭

જ્ઞાતા નરેંદ્ર શુભ શ્રાવણમાં સુભાવે,
વિદ્વાનપાસ શિવની સ્તુતિઓ કરાવે;
અર્પેજ દ્રવ્ય [2]પ્રચુરે સ્તવતાં શ્વયભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૮

વેદોતણા વિશુધ પાઠ સદા પઠાવે,
રાણા મહા હવન ત્યાં વિધિથી કરાવે;

---

૧ ગંગા દશમી (જેઠ સુદિ ૧૦) ૨ વધારે.

સંતુષ્ઠ થૈ વિબુધ વિપ્ર વદે સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૯

સ્થાપી નપે નજીક સંસ્કૃત પાઠશાળા,
શિષ્યો શીખી સરવ શાસ્ત્ર બને યશાળા;
જે છે મહા અચળદાન ફળે સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૧૦

છે ધર્મનિષ્ઠ [૧]નૃપ શીલ સુભાગ્યશાળી,
[૨]શ્રી યુવરાજ નૃપ ખબ પ્રભાવશાળી;
પાળે પ્રજા પ્રિતથકી સુખ દે સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૧૧

ત્રિલોચને વિમળ ભાવિક બુદ્ધિ આપી,
ભક્તે મળી પૂજક મંડળી એક સ્થાપી;
સેવા કરે સુમનથી સ્તવીને સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૧૨

આકીનથી હરનિષે હરધ્યાન રાખો,
દારિદ્ર દુઃખ ટળશે સુખ સ્વાદ ચાખો;

૧ મહારાણા શ્રી વખતસિંહજી મહારાજા. ૨. નામદાર શ્રીમાન કુંવર સાહેબ રણજીતસિંહજી મહારાજા.

શ્રદ્ધા ધરી નિયમથી ભજીએ સ્વયંભૂ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વશંભૂ. ૧૩

સૌભાગ્ય જેનું હૃદયે લુણનાથ રે છે,
તેને સદાય લવણેશ્વરજી ચહે છે;
રાખે પરાત્પર પદે મુખ પંચ વિભુ,
શ્રી લૂણનાથ વરદાયક વિશ્વ શંભૂ. ૧૪

અલ્પજ્ઞ [1]તૃણ સદશો મતિ જાય હારી;
શ્રી શંભૂ ગુણ કથવા નથી શક્તિ મારી;
દોષો પ્રભુજી સહુ માફ કરો સ્વયંભૂ,
શ્રી લુણનાથ વરદાયક વિશ્વશંભ. ૧૫

દોહરો.

સદ્ભાવિક સૌ સજ્જનો, સેવો ઉમયા ઇશ;
લજ્જાશંકર વિનવે, કૃપા કરે જગદીશ.

૧ ઘાસની બરાબર (હલકો).

# લૂણેશ્વર મહાદેવનો ગરબો.

(દંત કથાને આધારે).

રાગ:—પુનમ ચાંદની ખીલી પુરી અહિં રે......

ભજીએ ઉમાપતિ શ્રી લવણેશ્વર મહાદેવનેરે,
જેથી જન્મ મરણ આધિ વ્યાધિ ટળી જાય;
આપે સુખ સંપત્તિ સમૃદ્ધિ સુર લોકનીરે.ભજીએ.૧

પ્રાચીન સમયે આવતી કપિલા [1]ધેનૂ જેહ,
પયનું પાન કરાવતી પોતે સુરભિ તેહ;

એવી ગહન ગતિ શ્રી લવણેશ્વર મહાદેવનીરે,
જેનો મહિમા જાણે મોટા મુનિવર દેવ.ભજીએ.૨

સમય સમય સુરભિ સદા સેવામાં તલ્લીન,
અમૃતમય પય આપતી પૂરણ રાખી પ્રીત;

જાણે અપાર લીલા સુર નરને વિધા ધરેરે,
એવા પરાત્પર પરમેશ્વર ઉમયા ઇશ.ભજીએ.૩

---

૧ ગાય.

સેવા કીધી હર તણી વર્ણી કેમ શકાય,
શ્રી શંભૂ પ્રસન્ન થયા પોતે વિશ્વાધાર;
તેનો અવિચળ મહિમા પ્રગટ સહુ સંસારમાંરે,
જાણે ચતુર શિરોમણ ધાર્મિક સજ્જન લોક.ભજીએ.૪

સેવા ફળ આપ્યું વિભુ કામધેનૂને આમ,
તે તો જગ જાહેર છે જાણે સુજન તમામ;
તે દિવ્ય ગાયની કીર્તિને પ્રસરાવવારે,
ધારણ કીધું શિવે રૂડું ગોખરી રૂપ.ભજીએ.૫

વિક્રમ સંવત *ચૌદસેં ઉપર સિત્તેર સાલ,
દર્શ દઈ પ્રગટ થયા સ્વયંભૂ સાક્ષાત્;
પ્રગટ થઈને પુરણ જ્યોતિ પ્રકાશતારે,
તે તો અવિચળ શંભૂ તેજ તણા અંબાર.ભજીએ.૬

ભાગ્યવંત [1]ભૂપાળને અર્પ્યું સ્વપ્ન અનુપ,
તેનામાં દેખાડીયું સ્થાનક અને સ્વરૂપ;

---

* ગુજરાત રાજ્યસ્થાનના પૃષ્ઠ ૧૮૮ ના આધારે. (ઈ. સ. ૧૪૧૪) સંવત ૧૪૭૦.

૧ મહારાણાશ્રી ભીમસિંહજી મહારાજા.

ભોર થતામાં મહારાજા અશ્વે ચઢયા રે,
પહોંચ્યા ત્યાં તો જોયું પ્રત્યક્ષ શિવ સ્વરૂપ.ભજીએ.૭

સ્વયંભૂ દર્શન થયું નૃપને હર્ષ ન માય,
આકાશે વાણી થઈ રાજ ! નગર અહિં સ્થાપ;

તેથી મહારાજાએ સુંદર શહેર વસાવીયું રે,
તેનું નામ પાડયું છે લવણપુર નિરધાર.ભજીએ.૮

ઘટ ઘટમાં વ્યાપિ રહ્યા પોતે શ્રી લૂણનાથ,
જેના સવ ભાવિકો ગાયે છે ગુણગાથ;

જેની શક્તિથી ન્યાયી સુખી નૃપતિ ઘણા રે,
જેનાં ચારે કોરે યશનાં ગાન ગવાય.ભજીએ.૯

અભિષેક શિવનો કરે રાખી મનમાં પ્રીત,
યમનો ભય તેને નહિ ભક્તિ તણીએ રીત;

ચંદન ચરચીએ તો ચૌદ ભુવનની સાહ્યબીરે,
અક્ષત અરપીએતો અમર રાખે દેવ.ભજીએ.૧૦

પુષ્પ ચઢાવે પ્રેમથી ઉરમાં ધરી ઉમંગ,
ધારક સર્વ ગુણો તણા સદા શિવ સુરંગ;

બીલીપત્ર ચઢાવે માનવ પુરા નેમથી રે,
તેની સાથે રહે છે નિશદિન શંભૂ દેવ.ભજીએ.૧૧

શ્રવણ કથન શિવનું કરે પૂરે તેની આશ,
પ્રણમે શિવને ભાવથી, પાપનો થાએ નાશ;

સુંદર મનહર પદ શંકરનું સર્વે પામવારે,
સેવો પૂર્ણ ભક્તિથી ઉમાપતિ શ્રી મહેશ.ભજીએ.૧૨

લુણનાથ ગરબો કર્યો, પામી શિવ પ્રસાદ,
પ્રણમી પુરા પ્રેમથી, ઉરમાં ધરી આલ્હાદ;

લજ્જા રાખો શંકર બાનાની પતને ગ્રહીર,
જેથી ભવસાગરનાં સર્વે દુઃખ દળાય.ભજીએ.૧૩



# આરતી.

જય શિવ જુગ સ્વામી, પ્રભુ જય શિવ જુગ સ્વામી;
સમરૂં દ્વાદશ લિંગ, (૨) સેવું શિષ નામી—
જય શિવ જુગ સ્વામી.

પ્રથમ સોરઠી સોમનાથ, નિત દરશન દીજે (૨)
સેવો દેવ મહેશ્વર, શૈલેશ્વર બીજે—
જય શિવ જુગ સ્વામી.

ત્રીજા શિવ ઓમકાર, ગંગોદક ગાજે (૨)
ચોથા શિવ કેદાર, રેવાત્રટ રાજે
જય શિવ જુગ સ્વામી

પંચમ પાચી દેશ, વૈજનાથ ઝાડ ખંડી (૨)
છઠ્ઠા શિવ નાગેશ્વર, ધ્યાન ધરે દંડી--
જય શિવ જુગ સ્વામી.

સાતમા દીન દયાળ વિશ્વેશ્વર કાશી (૨)
અષ્ઠમ શિવ મ્હાકાળ ઉજ્જયની વાસી—
જય શિવ જુગ સ્વામી

નવમા ભીમાશંકર ભક્તિ અચળ ભાવે (૨)
દશમા શિવ રામેશ્વર શ્વેતબિંન્દુ કહાવે--
જય શિવ જુગ સ્વામી

ગુરમેશ્વર ગુણ ગાવ એકાદશ જ્યોતિ (૨)
દ્વાદશ ત્ર્યંબકનાથ, ગુરૂ મુખ લ્યો સોધી—
જય શિવ જુગ સ્વામી

આરતી આદ્ય પ્રકાશ નિત ઉઠી ગાશે (૨)
સુક્રિત નરને નાર, કૈલાશે જાશે—
જય શિવ જુગ સ્વામી

विजयतामहर्निशं शङ्करः ।
खण्ड परशुस्तवन पञ्चकम ॥

## शार्दूल विक्रीडितम्

आत्मात्वं गिरिजामतिः सहचराः प्राणाः शरीरं गृहम ।
पूजाते विषयोपभोग रचना निद्रासमाधिस्थितिः ॥
संचारः पदयोः प्रदक्षिण विधिः स्तोत्राणि सर्वागिरो ।
यद्यत्कर्म करोमि तत्तदखिलं शम्भोतवाराधनम ॥१॥
आयुर्नश्यति पश्यतां प्रतिदिने याति क्षयं यौवनम् ।
प्रत्या यान्ति गताः पुनर्न दिवसाः कालो जगद्भक्षकः ॥
लक्ष्मीस्तोय तरंग भंग चपला विद्युच्चलं जीवितम ।
तस्मान्मां शरणागतं शरणदत्वं रक्ष रक्षाऽधुना ॥२॥

## शिखरिणी

पिता शैवः शैवी तदनु जननी बंधु सुहृदो ।
सुताः शैवाः शैवं कुलमपि च सर्वंशिवमयम ॥

रुचिः शैवे शास्त्रे शिवचरण पूजानुगमनम् ।
मुखे शैवी वाणी भवतु भगवन्मे शिवशिवम् ॥३॥

## मालिनी

कर चरणकृतं वा कायजं कर्मजंवा ।
श्रवण नयन जंवा मानसं वापराधम् ॥
विहितमविहितं वा सर्वमेतत्क्षमस्व ।
जय जय करुणाब्धे श्री महादेव शंम्भो ॥४॥

## उपजाति

कायेन वाचा मनसेन्द्रियैर्वा
बुध्यात्मना वा प्रकृति स्वभावात् ॥
करोमि यद्यत्सकलं परस्मै
परात्परायेति समर्पयामि ॥ ५ ॥

॥ इत्यलम् ॥

॥ ॐ ॥

॥ तत्सत्परमात्मनेनमः ॥

## स्वीकृत सिद्धांत.

॥ आशायां परमं दुःखं नैराश्यं परमं सुखम् ॥

वस्तुगत्या तृप्ति छेज नही, माटे भ्रमणतानो त्याग कर. सुख के शांति हाल सुधी मलीज नथी. प्रारब्धने आधीन होवाथी हवे पछी मलवानी तृष्णानो पण त्याग कर.

॥ एको देवः सर्व भूतेषु गूढः ॥

स्वेच्छा छेज नही. परेच्छाये प्रारब्धानुसार व्यवहार चाले छे, तेथी नथी शत्रु के नथी स्नेही.

॥ सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ॥

परमार्थ साधनमांज परायण था. श्रुत्यादिनु प्रमाण छे. शंका रहित थइ प्रमादने त्यजी इष्ट सिद्धि मेळववा यत्न कर.

॥ यत्र यत्र मनो याति तत्र समाधयः ॥

साधन अने तेना परीणाम दुःखादिने अत्यंत विस्मृत थइ केवल परीणामरूप फल प्रतीज लक्ष्य राखी प्रमातृचेतन (कर्त्ता) प्रमाणचेतन (क्रिया) अने प्रमेय-चेतन (कर्म) ना भेदनो लय कर.

॥ निर्विकार तथा वृत्त्या ब्रह्माकार तया पुनः ॥
॥ वृत्ति विस्मरणं सम्यक् समाधिरभिधीयते ॥

एम करतां त्रिपुटीनो पण विलय थइ जइ परीणामरूप फलनी तृप्तिद्वाराये केवल आत्मस्वरूप आनंदज अनुभवाशे. एटले सुक्ष्म वृत्तिद्वाराये स्थुल मात्रनो त्याग करो त्रणे (देश काल अने वस्तु) परिच्छेदनी पेलीपार जे तुर्यावस्थानो आनंद तेज अवशेष रहेशे. एज ब्रह्मभाव.

---

# અગાઉથી ગ્રાહક થઇ મદદ આપનારનાં મુબારક નામ.



| નંગ. | નામ. |
|---|---|
| | લુણાવાડા. |
| ૧૨ | મે. મુન્સફ સાહેબ |
| ૫ | મે. રાળિદાસ નાથજી |
| ૫ | મે. ભોગીલાલ રાજારામ જાની |
| ૫ | મે. છગનલાલ સાંકળેશ્વર |
| ૨ | મે. દામોદરભાઇ |
| ૨ | મે આદિતરામ ગણપતરામ |
| ૧૦ | શેઠ સાહેબ. પુનમચંદ ગુલાબચંદ |
| ૫ | ઠાકોર સાહેબ. કીશોરસિંગ મોતીસિંગ લાડવેલવાળા. |
| ૧૦ | રા. રા. દવે બાપુલાલ સેવકરામ |
| ૫ | ,, મોતીલાલ ગુલાબચંદ |
| ૫ | ,, પટવા મગનલાલ છગનલાલ |
| ૫ | ,, જાની શામળ મોતીરામ |
| ૫ | ,, ભુલેશ્વર નરોત્તમ |
| ૪ | ,, પરીખ ઓછવલાલ છગનલાલ |
| ૪ | ,, દવે પિતામ્બર હરગોવિંદ |
| ૪ | ,, સોની મુળજી પ્રેમચંદ |
| ૪ | ,, સોની મોહનલાલ ગુલાબચંદ |
| ૪ | ,, સોની વિરચંદ ગુલાબચંદ |
| ૩ | ,, સોની ગણપતરામ ગોપાળ |
| ૩ | ,, સોની મંગુલાલ ગુલાબચંદ |
| ૩ | ,, દવે છોટાલાલ સાંકળેશ્વર |

૩ ,, પાઠક લક્ષ્મી શંકર પિતાંબર

૨ ,, જાની છોટાલાલ મોતિરામ

૨ ,, દવે ભુલેશ્વર સેવકરામ

૨ ,, રાવળ ઓચ્છવલાલ દલસુખ

૨ ,, ભુરાલાલ રણછોડ

૨ ,, મહેતા અંબાલાલ

૨ ,, મહેતા સાંકળચંદ શંકરલાલ

૨ ,, જાની ચુનીલાલ મહાશંકર

૨ ,, ત્રવાડી ગણપતરામ મોતીરામ

૨ ,, ભટ્ટ પુરૂષોત્તમ ગિરિધર

૨ ,, મહાશંકર દાજીભાઈ

૨ ,, દવે આપારામ સોમેશ્વર

૨ ,, ચંદુલાલ મનસુખ

૨ ,, રણછોડ ગણપતરામ બધાઇ

૨ ,, જેતશી મથુર મહેશ્વર

૧ બાઇનાથી, કાકા રણછોડ શિવરામની વિધ .

૨ રા.રા. પંડયા રણછોડ મોતીરામ

૨ ,, બળદેવ નાથજી

૨ ,, જેઠારામ નાથજી

૨ ,, સોની મગન રાયજી

૨ ,, સોની ભીખાલાલ મહાસુખ

૨ ,, સોની મથુર વલ્લભ

૨ ,, સોની દલસુખ ખેમચંદ

૨ ,, જીવરામ જાદવજી

૨ ,, ઠાકુર શામળ
૨ ,, ચોહાણ પરતાપસિંગ શંકરલાલ
૨ ,, છોટાલાલ વૃજલાલ
૨ ,, વૈદ્યરાજ વસંતીલાલ મદનલાલ
૨ ,, ભટ્ટ ગણુગતરામ ગીરધર
૧ ,, ઝવેરભાઇ ગિરિધર
૫ ,, જાની નાથજી સાદિતરામ
૧ ,, દવે પરશોત્તમ દોલતરામ
૧ ,, બગાડી અંબાલાલ સાંકળેશ્વર
૧ ,, કૃષ્ણશંકર દોલતરામ
૧ ,, ચુનીલાલ ઇશ્વરભાઇ
૧ ,, દેસાઇ નાથાભાઇ પટેલ.
૧ ,, ધીરજરામ અંબારામ
૧ ,, મુળજીભાઇ ઇચ્છાશંકર
૧ ,, જોષી રણછોડ માવજીભાઇ
૧ ,, જોશી જયશંકર માવજીભાઇ
૧ ,, જાની વૃજલાલ ભુલેશ્વર
૧ ,, જાની સોમેશ્વર હરજીવન
૧ ,, જેઠાલાલ કીરપારામ
૧ ,, રાવળ ગિરધર જયશંકર
૧ ,, દવે જયશંકર પ્રભુરામ
૧ ,, દવે હીરાલાલ જયશંકર
,, રાવળ જયશંકર મોતિરામ
૧ ,, ભટ્ટ કાશીરામ હરજીવન

૧ ,, દવે ગણપતરામ મોતિરામ
૧ ,, બાવા હીરાગર સોમગર
૧ ,, જાની પુનમચંદ મનસુખ
૧ ,, અંબાલાલ નાથજી
૧ ,, ગિરધરભાઇ કોયાભાઇ
૧ ,, ભટ્ટ ગૌરીશંકર જેઠારામ
૧ ,, જાની ગિરધર પિતામ્બર
૧ ,, પરોત આદિત્યરામ રણછોડ
૧ ,, દવે મોહનલાલ પિતામ્બર
૧ ,, સથાર ચુનીલાલ ગબલરામ
૧ ,, સથાર પિતામ્બર વિકમલાલ
૧ ,, લવાર નારણભાઇ દેવજીભાઇ
૧ ,, કાછીઆ રણછોડ મોરારજી
૧ ,, દવે ભોગીલાલ દલસુખ
૧ જશોદા બહેન લલ્લુશંકર
૧ રા.રા. ભાનુશંકર લલ્લુશંકર જાની
૧ ,, મથુરભાઇ નાથજીભાઇ
૧ ,, દેરાસરી મુળજી નાથજી
૧ ,, ગાંધી ખેમચંદ કુબેર
૧ ,, શાહ ચુનીલાલ ઝવેરદાસ
૧ ,, સેવક હરિશંકર મોતિરામ
૧ ,, જાની રણછોડ બાળકૃષ્ણ
૧ ,, કેવળદાસ દેવચંદ
૧ ,, રાવળ ચુનીલાલ મુળજી

૧ ,, ઠાકોર મોતિસિંગ અજીતસિંહ
૧ ,, છોટાલાલ નારણદાસ
૧ ,, જાની શંકર મનસુખ
૧ ,, દવે નાથજી હરિભાઈ
૧ ,, જાની અંબાલાલ ભુલેશ્વર
૧ ,, રાવળ લજ્જાશંકર કાશીરામ
૧ ,, પરીખ ફુલચંદ દામોદર
૧ ,, તેલી શંકરલાલ દેવચંદ
૧ ,, માસ્તર નાથજીભાઇ નાનકેશ્વર
૧ ,, કંસારા નટવરલાલ રાયચંદ
૧ ,, સોની ચંદુલાલ હરિલાલ
૧ ,, દોષી પુનમચંદ કાળિદાસ
૧ ,, પરીખ ચંદુલાલ માણેકલાલ
૧ ,, માણેકલાલ ત્રિભોવન
૧ ,, ચુનીલાલ ત્રિભોવન જાની.
૧ ,, દવે ગણપતરામ સાંકળેશ્વર
૧ ,, વૈદ્યરાજ ગજાનંદભાઇ દલસુખરામ
૧ ,, વાળંદ નાના નરસી
૧ ,, પંડયા ગણપતરામ આદિત્યરાય
૧ ,, ઉપાદ્યા ઇશ્વર પિતામ્બર
૧ ,, ગોર મણિલાલ લાલારામ
૧ ,, દવે બાપુલાલ લજ્જાશંકર
૧ ,, પંડયા શંકરભાઇ હરજીવન
૧ ,, દવે મોતીરામ ગણપતરામ
૧ ,, સોની રમણલાલ શંકરદાસ

## શાહેરા.

૧ ,, ચંદુલાલ પ્રાણુલાલ મોદી
૧ ,, પ્રાણુલાલ મહાશંકર વ્યાસ
૧ ,, કશવલાલ ત્રિભોવન શાહ
૧ ,, મુળજીભાઇ રાયજીભાઇ ધરીયા
૧ ,, લક્ષ્મીશંકર ભુવનેશ્વર પાઠક
૧ ,, સદારામભાઈ ભવનેશ્વર પાઠક

## શિહોરા સ્ટેટ

૩૫ મે. કારભારી સાહેબ મંગળજી પ્રભુરામ

## ગોધરા.

૫૧ ,, પાઠક માધવલાલ મથુરભાઇ
૨૦ ,, દવે હીરાલાલ નારણભાઇ ફોટોગ્રાફર
૧૫ ,, ખુસાલજી લજ્જાશંકર
૫ ,, પ્રાણુલાલ છગનલાલ
૫૧ રા.રા. માધવલાલ ભાઇલાલ પટેલ ગોધરા ઇલેક્ટ્રી સીટી કંપની ઈજનેર.
૨૫ ,, મોહનલાલ શંકરલાલ ત્રાવેદી સાહેબ
૫ ,, જેઠાલાલ ગણપતરામ ફોટોગ્રાફર ગોધરા
૨૫ ,, રેવાશંકર પુરૂષોતમ ભટ્ટ

## દાહોદ

૫ ,, સોમેશ્વર દલસુખ હેડમાસ્તર
૧૫ ,, સોમેશ્વર બહેચર જોષી બીજીસ્કુલના હેડમાસ્તર
૧૦ ,, જયશંકર વૈકુંઠરાય

## ઝાલોદ.

૧૦ મે. ગુલાબજી અમરજી બાકીણા હેડમાસ્તર સાહેબ
ગીરજાશંકર બાપુજી

## જંભાળ.

૪૫ રા. રા. મગનલાલ મનસુખરામ જાની હેડમાસ્ત સાહેબ

## ગરબાડા.

૨૫ રા. રા. સેવકરામ ત્રંબકરામ

## શહેર શિવપુર.

૫ રા. રા. માસ્તર ભોગીલાલ કાળિદાસ પટેલ
૫ ,, ,, જુગલભાઇ મોહનભાઇ પટેલ
૫ ,, ,, હીરાલાલ જેઠાલાલ દાણી
૫ ,, ,, ગોરધનલાલ મોતિલાલ.
૧ રા. રા. દવે પુંજાલાલ ભવાનીશંકર
૧ ,, કુભાર મગન ખુશાલ
૧ ,, વાસુદેવ પિતામ્બર
૧ ,, શંકરલાલ પરભુદાસ પટેલ
૧ મે. મણિલાલભાઇ મોહનરામ જોષી ફોજદાર સાહેબ
૫ રા. રા. ભોગીલાલ નાનંકેશ્વર અંગ્રેજી સ્કુલના હેડ
માસ્તર સાહેબ
૧ રા. રા. અંબાલાલ ચકુભાઇ વેકસીનેટર
૧ ,, શંકરલાલ જગન્નાથ

૧ ,, મોતિલાલ નાથજી
૧ ,, સ્ટેશન માસ્તર સાહેબ શહેરા
૧ ,, મગનલાલ મુળજીભાઇ જોષી
૫ ,, પુરૂષોતમ બાપુજી ભટ્ટ
૫ ,, નાથજીભાઈ ઇશ્વરભાઈ પંડયા
૫ ,, બળવંતસિંહ ઇન્દુભાઇ
૧ તુલજાબેન દયાશંકર હે. મિ. શહેરા
૧ નર્મદાબેન લજ્જાશંકર
૧ રા. રા. ગોરધન ભુરાચંદ
૧ ,, મગનલાલ ગોરધન
૧ ,, કિશોરભાઇ ઝવેરભાઇ
૧ ,, ગોરધન ભોગીલાલ
૧ ,, પ્રાણલાલ મોતિચંદ.
૧ ,, ગણપતરામ જયદેવ
૧ ,, મુળજીભાઈ સેવકરામ

## મોરવા (રેણા).

૧૦ રા. રા. માસ્તર કાકા હરગોવિંદ ધીરજરામ

## વાડી.

૨૫ રા. રા. માસ્તર જમનાદાસ ભાઇચંદ

## બેઢીઆ.

૫ રા. રા. મુળશંકર લક્ષ્મીરામ માસ્તર

## હરકુંડી.

૧૦ રા. રા. ગિરિજાશંકર શામળભાઇ

## અભેટવા.

૧૦ રા. રા. માસ્તર ત્રિભોવન કાશીરામ પાઠક

## હાલોલ.

૧૦ રા. રા. પુરૂષોતમ લાલભાઇ ભટ્ટ
૧ ,, શામળભાઈ સોમેશ્વર
૨૫ ,, ચંદુલાલ ભોગીલાલ તલાટી.

## લીંબડી.

૧૦ રા. રા. છગનલાલ ગોવરધન ભટ્ટ

## ગાંગરડી.

૧૦ રા. રા. સોમેશ્વર છોટાલાલ.

## મહેલોલ.

૧૫ રા. રા. લક્ષ્મીદાસ મથુરભાઇ હેડમાસ્તર
૧૫ રા. રા. અંબાલાલ નાથજીભાઇ

## કાંકણપુર.

૧૦ રા. રા. નંદશંકર છગનલાલ
૫ રા. રા. ઉદેસિંહ ભાઈજીભાઇ ઠાકોર

## બગેડાળ.

૧ રા. રા. આસારામ ભિકાભાઇ તાલુકા માસ્તર સાહેબ
૧૫ ,, કાળીશંકર પ્રભુરામ કાકા
૧ ,, ઠાકોર સાહેબ રામસિંહ વહાલભાઇ
૧ ,, હરગોવીંદ હરિલાલ શાહ

૧ ,, ઠાકોર પરવતભાઇ બાપુજી
૧ ,, પટેલ ભુવાભાઇ
૧ ,, ફકીરભાઇ ભાઈજી પટેલ
૧ ,, છેલાભાઇ કુબેર પટેલ
૧ ,, પટેલ ગીરધર કાળીદાસ
૧ ,, પટેલ વેણીદાસ કરસનદાસ
૧ ,, દાજીભાઇ વહેરીદાસ
૧ ,, મંગળ રામજી
૧ ,, ડાહ્યાભાઇ ભાઈજીભાઇ
૧ ,, પટેલ રણછોડ ભગવાન
૧ ,, લવાર જાદવભાઇ
૧ ,, ,, નાથાલાલ
૧ ,, શંકરભાઈ રાયજી પટેલ
૧ ,, માણેકલાલ હરગોવિંદ શાહ.
૧ ,, બગેડોળના મહંત ગીરધારીજી

## અમદાવાદ.

૨૫ રા. રા. બળવંતરાય નાનકેશ્વર ભટ્ટ
૨૫ મે. ચુનીલાલ નારણજી ભટ્ટ
૧ રા. રા. કાળીદાસ શામળભાઇ માસ્તર
૧ રા. રા. રૂપશંકર રણછોડ દવે
૫ મે. ચંદુલાલ ભવાનીશંકર

## ભરૂચ.

૧૦ રા. રા. જયકૃષ્ણ હરજીવન

૧ રા. રા. મગનલાલ સુખરામ
૧ મે. મહાસુખભાઇ અમીચંદ

## વડોદરા.

૫૦ રા. રા. નારણભાઈ આદીતરામ રાવપુરા મજમુનદા-
રના વાડામાં

## થાણા.

૨૫ રા. રા. દવે પ્રાણશંકર ભાઈશંકર
૧ રા. રા. પાઠક પુંજાલાલ બાપુજી
૧ રા. રા. પાઠક રેવાશંકર પ્રાણનાથ
૧ રા. રા. વ્યાસ પીતામ્બર ગણપતરામ
૧ રા. રા. દવે ગૌરીશંકર જેઠારામ
૧ રા. રા. દવે પીતામ્બર લક્ષ્મીરામ
૧ રા. રા. દવે પરસોતમ લક્ષ્મીરામ
૨૫ રા. રા. દવે ગજાનંદ ગણપતરામ

## મુંબઇ.

૧૫ રા. રા. ભાઇચંદ ગીરધરલાલ શાહ.
૧૫ વિદુષિ બ્હેન ગુલાબ હરિભાઇ હેડ મિસ્ટ્રેસ.
૧૫ રા. રા. છોટાલાલ દામોદર ભટ્ટ મહેતાજી કલીયાણા

## કાહનડ તા. કાલોલ

૨૫ રા. રા. દામોદર નાથજી
૧૦ ,, મૂળશંકર મહાશંકર

## સુધરાઈપુરે.

૫૦ રા. રા. અંબાલાલ મનસુખરામ ઘડીઆળી

૧૦ ,, જાની મગનલાલ રણછોડ

## ધોળકા.

૨૫ રા. રા. જોશી દામોદર લજ્જાશંકર ભટ્ટ

૧૫ રા. રા. રણછોડ લજ્જાશંકર પુરાણી

૧ રા. રા. મનસુખ દુર્લભરામ ભટ્ટ

## પુના.

૫૧ મે. જયશંકર પીતાંબર ત્રીવેદી એન્જીનીયર સાહેબ

## રાંકર.

૨૫ મે. અમૃતરામ નરોત્તમરામ ભટ સબ ઓવરસીયર સાહેબ.

## વીરમગામ.

૨૫ રા. રા. અંબાલાલ રાજારામ લોકલબોર્ડ કારકુન

## અમદાવાદ.

૨૫ રા. રા. વૈકુંઠલાલ રણછોડ જાની માસ્તર

૧ ,, જેઠાલાલ નાથજી વ્યાસ

૧ ,, નર્મદાશંકર રણછોડલાલ અધ્યારૂ

૧ ,, અંબાલાલ હરજીવન દવે

૧૦ મે. માણેકલાલ મોતિલાલ દવે એન્ડ કો લીમીટેડ આ-
રગસ ઇન્સપેકટર સાહેબ.

૧૦ રા. રા. મીસ્ત્રી નાનજી નથુભાઇ.

---

